# રાષ્ટ્રીય ગીત

યાને

# દેશભક્તિનાં કાવ્યો.

---

કર્તા

" મસ્ત-મયૂર "

તે

મણિભાઇ હરિભાઇ દેસાઇ.

---

સોલ એજન્ટ:

જીવનલાલ અમરશી મહેતા:-અમદાવાદ.

---

કિમ્મત દસ આના.

# રાષ્ટ્રીયગીત

યાને

# દેશભક્તિનાં કાવ્યો.

લેખક અને પ્રકાશકઃ—'મસ્ત-મણિ'

તે

મણિભાઇ હરિભાઈ દેશાઇ

હાલર—વલસાડ.

एतावज्जन्मसाफल्यं यदनायत्तवृत्तिता ।
ये पराधीनतां यातास्ते वै जीवन्ति के मृताः ॥

हित.

પ્રથમાવૃત્તિ—૫૦૦.

સં. ૧૯૭૪. ઈ. સ. ૧૯૧૮.

કિમ્મત ૦-૧૦-૦

# પ્રકાશકની વિજ્ઞાપના.

ચાલુ મહાન્ વિગ્રહને લીધે વધી પડેલી મોંઘવારી, અને પ્રથમથીજ ગુર્જરજનસમૂહની સાહિત્યપ્રત્યે મન્દગતિ હોવાથી પુસ્તકો બહાર પાડતાં પહેલાં ઘણો વિચાર કરવો પડે છે. ઉત્તમ પુસ્તકોની આવૃત્તિ ખપતાં પણ લગભગ ઘણાં વર્ષો નિકળી જાય છે. એવી સ્થિતિમાં આવાં સાહસો ખેડવાં પ્રતિકૂલ હોવા છતાં નિઃસ્વાર્થ સેવાની ઉંડી લાગણી કાર્ય્યરુપે પ્રગટ થાય છે.

'બુકસેલરો'ને પુસ્તકો વેચતાં જો કે દેખીતો ફાયદો લેખકને જણાય છે પણ તે જનસમાજ માટે ઘણો મોંઘો છે. આથી તેઓ પોતાની મરજી પ્રમાણે કિમ્મત રાખે છે. અત્ર તે બાબત ખાસ ધ્યાનમાં રાખી જેમ બને તેમ કિમ્મત ઓછી રાખવા પ્રયત્ન કર્યો છે.

'રાષ્ટ્રીયગીત' માં કેટલાંક કાવ્યો ચિત્રાત્મક છે. અને રહેના 'શ્લોક' તૈયાર કરાવી યથાર્થ ચિત્ર આપવાથી લોકોને સચોટ છાપ પાડવાની આશા હતી, પણ બોજો ઘણો વધી જાય એ ભયથી એ સાહસ તો હાલ પડતું મૂકવું પડ્યું છે.

મૂલ તો બધું લખાણ બાલબોધી મૂલાક્ષરમાં લેવાનો દૃઢ વિચાર હતો–કેમકે તેમ થવાથી તે હિન્દના કોઇ પણ ભાગમાં ઘણી સહેલાઇથી વાંચી શકાતે અને ભાષાઐક્યના ઉદ્દેશને ઘણી રીતે અનુકૂલ આવતે–પણ પ્રેસની પ્રતિકૂલતાને લીધે તે વિચાર હાલ તરત તો અમલમાં આવી શક્યો નથી.

કાગળો ઘણાજ કિમ્મતી ( આગળના ખરીદેલા હોવાથી ) વાપર્યા છે પણ બાઇંડીંગમાં મન પસંદ થયું નહિ તેમ છતાં કેવલ કાવ્યના વાંચનથી જાગૃતિ થશે અને સમૂહની લાગણી આવાં કાવ્યો તરફ ખેંચાશે તો આગળ ઉપર આશા રાખી શકાય ખરી !

દેશહિતચિંતકોએ આવાં કાર્યોમાં સહાય્ય આપવી જોઇએ એમ કહેવું જો કે મર્યાદાવિરુદ્ધ છે તોપણ અસ્થાન તો નથી જ !

અન્તમાં એ જ આશા કે, ગુર્જરવાચકવૃન્દ આવાં સ્વદેશ-ભક્તિનાં કાવ્યોને ઉમંગે વધાવી લઇ, અન્ય નવીન કાવ્યોને માર્ગ કરી આપશે. ૐ **शान्ति** ।

**પ્રકાશક.**

# વિનય.

પ્રવૃત્તિમાં પરિવર્તન એ તો સરિતાના પ્રવાહ જેમ તદ્દન જ સ્વાભાવિક છે. અનન્તતામાં કાલ વહ્યો જાય છે—આથી ત્હેમાં કેટલાં પરિવર્તન સંભવે? અને તે એકરુપે નહિ પણ વિવિધરુપે! આ કર્તા અને કર્તાનું 'રાષ્ટ્રીયગીત' તે વિવિધરુપના નમુનાજ છે.

ઉત્સાહ અને વીર્યથી ઉછળતું હૃદય અનુકૂલ પ્રસંગને તાત્કાલિક ગ્રહણ કરી લે છે. ત્હેમાં હેતુ હોય—પણ ઉન્નતિઅર્થે તે નિઃસ્વાર્થીજ હોવો જોઇએ. સત્ય એ નિઃસ્વાર્થી હૃદયનું પોષણ છે; અને પોષણ-રુપે ત્હેનું ફલ પણ તેવુંજ હોય એ નિઃસંદેહ! (કુદરતમાંથી હૃદય તેજ ગ્રહણ કરે છે કે જે હૃદયને આઘાત કરે છે અને આઘાત તેજ કરે છે કે જે સત્ય છે. આવી વીણામાંથી નિકળતા સ્વરો બેસુર હોય એમ કેમ બને? તે તો ભિન્ન હૃદયને સત્ અને ઐક્યના તાનથી જોડે છે)

રાજ્યસત્તાના પ્રબલ બન્ધનો કેટલીક વખત સત્ય હકીકત આપતાં પણ અટકાવે છે. વીર—હૃદય આ બન્ધનો તોડે છે. બન્ધનો તોડ્યેથી વસ્તુ અસત્ય બનતી નથી. (સત્ય પ્રગટ કરવું એ શુદ્ધ હૃદયનો ધર્મ છે અને તે આવાં વીર—હૃદયો જાણે છે. સત્ય પ્રગટ કરવા તે ડરતા નથી અને તેજ ઉન્નતિમાં પરિણામે છે.)

હાસ્ય, શ્રૃંગાર, વીર, કરુણાદિ વિષયો ઉપર સાહિત્યમાં બહુધા

અનેક કાવ્યો છે પણ દેશહીતનાં કિંવા માતૃભૂમિસ્તવનનાં કાવ્યોની ન્યૂનતા સ્વાભાવિક દૃષ્ટિગોચર થઇઃ ત્હેમાં કિંચિત્ સંસારનોજ આ યત્ન !

'ઘણાનાં લોભમાં થોડું પણ જાય' એ સૂત્ર સ્મરણમાં રાખી વસ્તુસ્થિતિ મર્યાદિત રીતે જણાવી છે પણ શુભ ભાવો છેક નાશ પામ્યા નથી તેમ નાશ પામવા જેવું કર્યું પણ નથી.

યોગ્ય વા અયોગ્ય સ્થિતિમાં રાજ્યસત્તાનું પ્રાધાન્ય જણાય છે ( અને હોવુંજ જોઇએ ! ); એટલે આવાં નિર્દોષ પુસ્તકોને પણ- પ્હેલાં અને હાલ થાય છે તેમ-કેવલ નામ ઉપરથી જ અસ્તિત્વ ભ્રષ્ટ થવાનો પ્રસંગ ન આવે એ વિચાર ઘણી વખત ઘોળાયો હતો. નિર્ણય એ થયો કે, આવી ગમ્ભીર ભૂલ થવા ન પામે, અને નિર્દોષને અન્યાય ન મળે, એ હેતુથી તે વિષયે આગળથી જ ખુલાસો કરી લેવો યોગ્ય લાગ્યો. નીચેનાં વાક્યો લખવાની છુટ લીધી છે તે એ જ હેતુથી.

પુસ્તકનું 'રાષ્ટ્રીયગીત' નામ આપ્યું છે તે સાભિપ્રાય છેઃ કેમકે એમાં આવતાં ગીતો-કાવ્યો કેવલ દેશને જ અનુસરતાં છે.

રાષ્ટ્ર' એ શબ્દથી દેશભાવ જાગૃત થાય છે. આવાં દેશભાવના ગીતોમાં દેશદ્રોહ જેવું હોય શકે જ નહિ-એ તો વદતોવ્યાઘાત ! પણ કદાચિત રાજ્યદ્રોહ એવી શંકા થાય-છતાં સત્ એ રાજ્યદ્રોહ નથી પણ રાજ્યહીત છે, કેમકે તેથી નીતિને વધુ પ્રકાશ મળે છે. આમાં તો માત્ર માતૃસ્તુતિના, સ્થિતિના અને સુચનનાજ કાવ્યો છે. આથી રાજ્યસત્તા કેવલ નામ ઉપરથીજ મુંઝેમાઇ જઇ આ ઉપર

નકામા હાથો ન નાંખશે એવી કર્તાની દૃઢ આશા છે. દેશહીત એ પ્રત્યેક મનુષ્યનો ધર્મ છે અને ત્હેમાં વિઘ્ન કરનાર પોતે અન્યાય કરે છે એ નીતિસિદ્ધ છે. આથી વધુ વિવેચન અહિં યોગ્ય નથી.

દેશહીત કિંવા રાજકીય વિષયો ઉપર વ્યાખ્યાન કરનાર સ્વબન્ધુઓને આથી એટલું જ સૂચન કરૂં છું કે, આ રાષ્ટ્રીયગીત જેવાં એક બે કાવ્યો પોતાના વ્યાખ્યાન પૂર્વે પ્રસ્તાવનારૂપે ગાવાથી પ્રેક્ષકવર્ગ ઉપર ત્હેની સારી અસર થશે.

સંગીતનું આકર્ષણ વધુ છે–અને તે પણ રાગ–રાગિણીમાં યોગ્ય રીતે ગવાતાં તન્મયતા કરાવે છે. વળી ગીતો યથાર્થ પદબન્ધ ગાવાથી ત્હેની અસર ઘણી વખત ઉત્તમ વ્યાખ્યાનોથી પણ વિશેષ થાય છે. લખાણનો ઉદ્દેશ વાચક–હૃદયમાં કવિનો તે ભાવ જાગૃત કરવો એ છે. તે જે રીતથી વિશેષ પ્રદીપ્ત થાય છે તે શૈલી પ્રૌઢ ગણાય છે. સંગીત આ કામ ઘણીજ સહેલાઇથી કરી શકે છે. સમયાનુકૂલ રાગ ત્હેની દૃઢ છાપ પાડે છે. પાછળ 'સંકેત' માં બધાં ગીતોની પદ્યરચના સાથે રાગો બતાવ્યા છે તે ઉપર ધ્યાન આપવાથી કાવ્યો વિશેષ રસિક બનશે.

'સંગીતધ્વનિ' ની ટીકા તો હજી પૂરી થઇ ન હતી તેમાં આ નવું કામ નિકળ્યું અને તે પણ કાલ જોતાં અગત્યનું હોવાથી સત્વર પૂરૂં કરવું એ પ્રબળ ઇચ્છાએ ઘણા દિવસો લીધા નહિ. માત્ર એક પખવાડીઆનો વખત ક્હાડી કાર્ય પૂર્ણ કરવામાં આવ્યું એટલે આવી અયોગ્ય ત્વરાને લીધે કદાચિત્ કાળજી લેવા છતાં કંઇ ભૂલો રહેવા પામી હોય તો સુજ્ઞ વાચક સુધારી વાંચી લેશે એવી આશા છે.

## વિનય.

'રાષ્ટ્રીયગીત' ના ધ્વનિથી જનસમૂહમાં, પ્રેમ ઐક્ય અને ઉત્સાહ જાગૃત થશે તો દેશસેવાની કિન્ચિત્ પાત્રતા માની કર્તા પોતાની કૃતિની સફલતા ગણશે. **हरि ॐ तत्सत्** ।

અષાડ સુદ ૭, સં. ૧૯૭૮.
હાલર.
} **મસ્ત-મણિ.**

# ઉત્સર્ગ.

---

ભરત ભૂમિના તે વીર-સુતને

અરપું આ—

નવલું મ્હારૂં

'રાષ્ટ્રીયગીત' હું !

ત્હેને અરપું !

વિર-રુધિર જે ઉકળે દેખી

માતૃ ભૂમિ

રુદન કરતી,

અશ્રુ સરતી.

સુખી જણાતી-દુઃખી હૃદયે,—

તોય ન બોલે કઠિન સ્વરે જે—

એવી પ્યારી માતૃભૂમિના

જે હૃદયે

ઘાત લાગતા—

ત્હેને અરપું !

દુઃખી માતને જે સુખી કરવા,
કાલ ગયો તે પાછો ફરતા
નિત્ય નિત્ય જે
ઉત્સુક હૃદયે,
ચરણ ધરે જે શૌર્ય-ક્ષેત્રમાં
પ્રાણ મૂકી,
ધર્મ ગણી—

ત્હેને અરપુ !

નિજ દેશની ઉન્નતિ અર્થે
જે ધરતો સ્વતન્ત્ર શિરને
કાલ મુખે,
માતૃરસે,—

ત્હેને અરપું !

ભરત ભૂમિના તે વીર-સુતને
અરપું આ—
નવલું મ્હારૂં
'રાષ્ટ્રીયગીત' હું !

# સૂચી.



## સૂચી.





वसन्ततिलकावृत्त.

*आ शौर्य ने बल़ दीधुं विभुए शुं जोवा,
ने बुद्धि आपी दुःख मातनुं जोई रोवा?
शुं देहथी डरी जई, भीरु हुं बनुं कां!
उच्छेद कहाडी दुःखमूल़नुं कां ठरुं ना?!

* આ શ્લોક લેખકના 'દેવાઙ્ગના' નામના લખાતા નાટકમાંથી લીધો છે.

# પ્રાર્થના.



જાગૃત કર ભરતભૂમિને

જાગૃત-ચિર હે !

સ્થાપિત કર પુનઃ તું એને

સ્થાપિત કર હે !

ઉન્નત કર, નિર્ભય કર,

મઙ્ગલ કર હે !

જાગૃત કર ભરતભૂમિને

જાગૃત-ચિર હે !

અગણિત દુઃખ દૂર કરી, ફરી

સુખી કર તું હે !

સ્થાપિત કર પુનઃ તું એને

સ્થાપિત કર હે !

## પ્રાર્થના

સુન્દર કર જીવન-ભૂમિ
રસદ ફૂલે ફલે,
સ્થાપિત કર ભરત ફરીને
સકલ સ્થલે જલે.

મણ્ડિત કર, મણ્ડિત કર,
મણ્ડિત કર હે,
જીર્ણુ આ મ્હારી ભરત-કુટીને
સુન્દરતર હે !

જાગૃત કર ભરત ફરીને
જાગૃત-ચિર હે !

---

# માતા માહરી.

સકલ જગતને સુખદાયી તું
માતા માહરી !

અરપે રસનાં
વિવિધ અધિકાં

સુફલો,——વસનો,
સુજલો,—અનિલોઃ

જગત–શરીરનું પોષક–બલ તું
માતા માહરી !

નીલ રાખતી તું હરિઆળી,
મેઘ ઝીણા ઝીણા વરસાવી,

જીવન–ભૂમિ,
રસદ ભરી,

નવલાં કસથીઃ

## માતા માહરી.

અખિલ જગતની દાતા—પ્રેમી
માતા માહરી !

વિકસિત કુસુમે,
રવિદ્યુતિ હેમે,
હિમગિરિ હિમે,

ગંગાતીરે ખેંચતી—

નયન નચાવી,
હૃદય હસાવી—

રસભીની મમ આત્મ ઠારતી:

વિશ્વ—વિપિનમાં ઉપવનસમ તું
માતા માહરી !

---

# હિન્દુસ્થાન.



અરે ! મ્હેકે હજી ચુંથેલું—
એ હિન્દુસ્થાન હમારું !

જૂની વિશ્વ-વાટિકામાં
ફૂલ એ ગુલાબનું'તું,

ખીલ્યું મધુરું ત્યારે
લાગ્યું મુદિત કેવું ?

પ્રતિ પાંખડીએ ખીલ્યા
ગુઢ વેદ-જ્ઞાનપૂર્ણ,

સ્મૃતિ ખુણે ખુણે, ને
કૈં રઙ્‌ગ વાણીના શું !

અહા ! મ્હેકે હજી ચુંથેલું—
એ હિન્દુસ્થાન હમારું !

સુગન્ધ-ઝાંખી ત્હેની
વે'વાર-સમીર સાથે
પ્હોંચી તે પશ્ચિમે, ને
લોભાયું મૂઢ હૈયું;
ઘેલું થયું તે હૈયું
જે આવ્યું શોધવાને,
"એ ફૂલ ક્યાં રહ્યું છે—
"ચિરમસ્તી આપનારું ?"
અહા ! મ્હેકે હજી ચુંથેલું—
એ હિન્દુસ્થાન હમારું !

શોધ્યું, મળ્યું, ચુંટ્યું ને
લીધું તે ક્રુર-હાથે,
નિજ વેલીથી છુટું થૈ
લાગ્યું તે ઝુરવાને;
પોપણુ તે દિનથી ત્હેનું
ખૂટ્યું અને સૂક્યું તે,
પરહસ્તે રૈ શકે ના
જે મુક્તિ સાથ જન્મ્યું !
અહો ! મ્હેકે હજી ચુંથેલું—
એ હિન્દુસ્થાન હમારું !

જાણી ન ચૂંટનારે
વિધિ એ સુંઘવાની,

ઉકેલી પાંખડીઓ
જોવાને કાજ ચુંથ્યું;

ચુંથ્યું બહુ બહુયે
સુગન્ધ તો ન જાતી—

વળગી જે રૂપ સાથે,
ના નાશ પામવાનું !

અહા ! બ્હેકે હજી ચુંથેલું—
એ હિન્દુસ્થાન હમારું !

---

# ભારતપરિસ્થિતિ.



ભારતમાતાની સ્થિતિ આ

પ્રભુ ! શી થઈ રે !

દીઠી ના હતી એ—

ક્યાંથી એ થઇ રે !

ભારતમાતાની સ્થિતિ આ

પ્રભુ ! શી થઈ રે !

અનુપમ રુપથી કાન્તિ—ગૌરવ

ઝળકતું પૂર્વે મુખ—ચન્દ્ર પર,

તેહ રુપ—લાવણ્ય રસમય

ક્યાં બધું એ ?

ભારતમાતાની સ્થિતિ આ

પ્રભુ ! શી થઈ રે !

પહેલાં હસતાં ફૂલડાં ખરતાં,
વદને નયને પ્રેમ ઝરન્તાં;
હિમગિરિએ
રવિ સ્પરશે
સ્મિત કરતી તું-તેહ વધુ હવે
ના હસે રે.
ભારતમાતાની સ્થિતિ આ
પ્રભુ! શી થઇ રે!

દેશ દેશના રંગીન વસનો
પહેરી શોભતાં જે તુજ અંગો,
ફાટી જતાં તુજ વસનો, આજે
નગ્ન છે તે!
ભારતમાતાની સ્થિતિ આ
પ્રભુ! શી થઇ રે!

દુગ્ધપૂર્ણ તુજ સ્નિગ્ધ પયોધર,
જાતાં નિજ તનુનો રસકસ,
પોપણુ ખુટતાં બન્ધ થયાં તે
પોષતાં રે.
ભારતમાતાની સ્થિતિ આ
પ્રભુ! શી થઇ રે!

છુટી તુજ અલકલટ જોને!
વિવિધ દેશ દિશામાં ઉડે–

ખેંચે તે
ફાવે એ–

બેશરમા જો! સર્વ બન્યા છેઃ
કેમ સહું એ દુઃખ મા! ત્હારૂ
આકરૂં રે?
ભારતમાતાની સ્થિતિ આ
પ્રભુ! શી થઇ રે!

---

# શું તેજ માતૃભૂમિ આ ના?



શું તેજ માતૃભૂમિ આ ના? (૨)
જન્મ ધરી જ્યાં રસ-તનુ પોષ્યું
તે જન્મભૂમિ શું આ ના? (૨)

જલવાયુ હા! એજ ભૂમિના,
અન્ન-શૌર્ય્ય છે તેથી એના,
વીર-વીર્ય્ય જે વ્યાપે તનમાં:—
ક્યાંથી થાય તે બીજાનાં?
શું તેજ માતૃભૂમિ આ ના? (૨)

તન્ત્રી મૂલ જ્યાંથી વિંટાતી,
ને આ ઉરસઃ શું સન્ધાતી !
હલાવતામાં સર્વ્વ હાલતી—
શું તેહ ગુંથતી મા ના ?

ને ત્હેની ભૂમિ તે આ ના ? (૨)
શું તેજ ભરતભૂમિ આ ના ?
ને તેજ જન્મભૂમિ આ ના ?
શું તેજ માતૃભૂમિ આ ના ? (૨)

કીર્તિ જેની જગમાં ઝગકી'તી,
વેદ-ગાન જે મુખથી વદતી,
હાથ જોડી જ્યાં
દેવ ઉભા'તા—
તેહ ભૂમિ શું આ ના ?

શું તેહ પૂજ્ય ભૂમિ આ ના ?
શું તેહ દિવ્ય ભૂમિ આ ના ?
ને તેજ હિન્દ ભૂમિ આ ના ?
શું તેજ માતૃભૂમિ આ ના ? (૨)

---

# તેજ હજી તું છે.



ભારત હો ! તેજ હજી તું છે.

જેની કુખમાં રામસમા સુત,
કૃષ્ણસમા પૂર-વીર
પાક્યા તે કુખમાં હજી પાકે
✓ તિલકસમા બલ-ધીર;
પૂર્વની મુક્ત અને આ યુક્ત
તેવીજ સન્તતિ છે:
ભારત હો ! તેજ હજી તું છે.

જ્યાં જન્મ્યા'તા બાણ, ભાસ, ને
કાલિદાસ કવિ-શિર
ત્યાં પ્રગટે હજી કવિ રવિ જો, જો !
ભેદી અન્ધતિમિર;
ના હજી થૈ તુજ કીર્તિ ઝાંખી—
તેવીજ તે ઝલકે !
ભારત હો ! તેજ હજી તું છે.

જ્યાં આપ્યાં નિજ શિર વીરપુત્રે
માત્ પ્રેમને કાજ
ત્યાં ઉત્સુક છે પ્રેમી-હૃદયો
રણ મરવાને આજ.
ના હજી લેશ કર્યું તુજ પાણી—
જો ! વધુ તે ઉછળે !
ભારત હો ! તેજ હજી તું છે.

સત્યને કાજ મૂક્યું નિજ રાજ્ય,
ને વપુ વેચ્યું તે
પ્રતિમારુપે ફરી ફરી આવે
સ્વદેશ હીત કાજે:—
નથી કાંઇ ગયું હજીયે !
ભારત હો ! તેજ હજી તું છે.

# યાચું મા ત્હને.



યાચું મા ત્હને !

ધવલ કમલસમ હિમગિરિ શિખરે
સૂર્ય જ્યોતિના સ્પરશે—હરખે
તું હજીયે
હસતી રહે !
યાચું મા ત્હને !

શ્વેતશ્યામના મિશ્રિત જલથી
નયનરસાલસ જે વધુ બનતી
તે સરિતા—

દુઃખ હારિણી,
પાપ નિવારિણી,

સેંથારુપ તુજ શિરપર સોહે—
એવું રહેજે સુખ ચિર–સૌભાગ્યે !
યાચું ત્હને !

ચરણકમલ જે ભૂમિએ સ્થાપ્યા,
ખસતી નહિ ત્યાંથી તું માતા !
શિર કદિ ના
નિચું કર મા !
વદન નિહાળી સુખી રહીશું—એ
યાચું મા ત્હને !
યાચું એ ત્હને !
કર કંકણ મણિ રતને ઝલકે,
કણ્ઠ-હારે મુક્તાફલ લળકે,
લીલી સાડી હજી તુજ લતાએ
લપટી એ
વિભુએ પ્હેરાવી—
ત્યાગતી કદિ ના પ્રેમ-ચિહ્ન એ
યાચું મા ત્હને !

---

## સ્વયંસેવક.



હું તો સેવક બન્યો છું મ્હારી ભારતનો.
ભારતનો,
સત્ મારગનો;
હું તો સેવક બન્યોછું
મ્હારી ભારતનો.

તન મન ધન મ્હારું મ્હેં ત્હારે ચરણે ધર્યું;
જીવન સુધી હું ત્હારી સેવા સદાય માગું–
મધુ લ્હાવો એ ત્હારા ઉપાસકનો.
હું તો સેવક બન્યો છું
મ્હારી ભારતનો.

તુજ મુક્તિસાથ મ્હારી મુક્તિ બન્ધાઇ છે,
તુજ શાન્તિમાં શાન્તિ જો ! મ્હારી સમાઇ છે;–
'તુજ ઉન્નતિ' આદેશ જીવિતનો.
હું તો સેવક બન્યો છું
મ્હારી ભારતનો.



# યદિ તું માત મ્હારી છે.



ન આપે સુખ તોયે શું?
ન કાપે દુઃખ તેથી શું?
ન શાન્તિનુંય ઠેકાણું—
છતાંયે માત મ્હારી છે!

થઇ દુર્બલ ધ્રૂજે અઙ્ગો,
નથી તે પૂર્વના રઙ્ગો,
તુટયાં ફાટયાં બધાં વસ્ત્રો—
તથાપિ માત મ્હારી એ!

થઇ કીર્તિ બધી જૂની,
રહી શ્રી તે થઇ સૂની,
છતાં તે શું ન હિન્દીની ?
ન માતા તે બીજાની છે !

ફરે તે ઘેર ઘેરે જે—
દયાને મુક્તિ વાન્છાનો
રહ્યો ના માર્ગ જ્યાં બીજેઃ—
ન તેથી એ અકારી છે !

ભલે થૈ ખાલી લુંટાઇ !
છતાં પતિએ છો રંડાઇ !
ભલે સુખશાન્તિ ચાલી ગૈઃ—
યદિ તું માત મ્હારી છે !

---

# કપુત.



જે કદિ ના મુખથી વદતો,
"મમ માતૃભૂમિ યહી હિન્દ કહાવે,"
ના કદિ જે સહમજ્યો મનમાં.
"નિજ માતની સાથ સ્વસુખ સુહાવે;"
ના કદિ જે પુરૂષાર્થ કરે
દુઃખ માતનું કાપી, સુખી કરવાને;—
વ્યર્થ ધરે તુચ્છ દેહ ભીરૂ
નહિ માતદુઃખે કદિ અન્તર દાઝે!

જે ડરતો મરવા નિજ માતની કાજ
  અહા! ભૂમિ-ભાર નકામો;
શા અરથે તનુ તે ધરતો ?—
  જીવતો-મરતો સહુ એક સમાનો !
જે ઉરમાં કદિ ના ઉછળી
  શુર-ઊર્મિ સ્વભારતના હીતની જો,
ના કદિ હિન્દી, ન માનવ તે,
  નીચ રાક્ષસ સ્વાર્થપરાયણ તે તો.

જે નિજ લેખીનિથી લખીને
  નવ બુદ્ધિ સ્વદેશહીતે જણવે, ને
માર્ગ સુયોગ્ય ન સૂચવતો
  કદિ, ભીતિ ધરી મન 'મ્હારું શું થાશે ?'
તત્વવિવેચન છો કરતો—
  'નથી સાક્ષર તે' મન મ્હારું ભણે છે;
સાક્ષરથી વિપરીત રહ્યો તે
  રાક્ષસ દેશહીતેજ સદાયે !

---

# ભારતદેવી.

લંકારુપ કમલ'પર સોહે
ચરણ પવિત્ર ત્હારા જોને!
હિન્દીમહાસાગર જો, પૂજે
ત્હારાં ચરણો ને!

કાલિન્દી-ગંગાનો સેથે.
જો શોભે તુજ શિર'પર કેવો?
હંસ રહે તે માનસસર જો,
શિરમણિ કેવો છે?

ગુર્જર-બાલ કટિ'પર નાચે
સ્વચ્છન્દે, હોંસે—ઉલ્લાસે;
નર્મદ નિર્મલ કેવી વહે છે
તુજ ઉરથી મા, જો?

# કથશે કહિં દુઃખ આ ?



કથશે કહિં દુઃખ આ ?
અરે ! ઉર–દુઃખ દારુણ હા !

જે મદમાં ઉછરી હતી,
દુઃખ ન જાણતી તે
કેમ સહે કટુ શબ્દને
પર મુખે—તુચ્છ જે:—
કહી કેમ શકે એ કથા ?
કથશે કહિં દુઃખ આ ?
અરે! ઉર–દુઃખ દારુણ હા !

જે શણગારતી પુત્રને
મણિરત્નોથી વિવિધ;
આજે દુઃખ–દિન આવતાં
કેમ માગશે ભિખ ?

કદિ યાચશે ના કરુણા
કથશે કહિં દુઃખ આ ?
અરે! ઉર–દુઃખ દારુણ હા !

પતિ જાતાં સુખ સૌ ગયું,
માન ગયું વળી હાય !
દેહ અનાથ થતાં પછી
નિર્લજ કાં જગ થાય ?!
બળતી નિજ જોઇ દશાઃ—
કથશે કહિં દુઃખ આ ?
અરે ! ઉર–દુઃખ દારુણ હા !

પુત્રોમાં નહિ સંપ, ને
ના સત્તા કંઇ હાથ;
જયાં નિજ શિરજ દ્રોહી ત્યાં
કરવી કયાં ફરીયાદ ?
મુખથી નવ કે વદવાઃ—
કથશે કહિં દુઃખ આ ?
અરે! ઉર–દુઃખ દારુણ હા!

---

# મુફ્લેશ હિન્દ.



જ્યાં જ્યાં નઝર મ્હારી પડે
ત્યાં હિન્દ દર્દે ઝૂરતું !
નિઝ ખુશ બદન મિસ્કીન થતાં
દો ચશ્મ આબે ઝૂરતું !

થાતાં ફના સબ હાલ—બાબો
ને બુઝોરગી સુખ્ત હો !
હરગીઝ દર્દે દિલ ત્યાં
દો ચશ્મ આબે ઝૂરતું !

મુફ્લેશને ઝ્યાદી અહા !
ગમગીનિ શાને આપવી ?
મુફ્લેશીમાં ખુશીદ કરદે
દિલ નહિ રીઆવવું !

અલ્લાહનો ઇન્સાફ ના—
આ પાક હિન્દે ચે ગુન્હા ?
ના જો ગુન્હા તો ઝાર ઝાર
કાં જુલ્મથી એ ઝૂરતું ?

ઇન ચન્દ રોઝેમેં બીનમ
આ મુલ્ક હિન્દે રંજઓઝાર,
વો જુલ્મથા બોગીરદ એ
બારાન હમચુ ઝૂરતું !

ફરીયાદને અરખાસ્તથી
ચે બીઅદલ નાબુદ કી ?
હિચ રેંમ દિગર નીસ્ત હિન્દે—
તેથી આજે ઝૂરતું

---

# માતૃભક્તિ.



જનની ! આ ત્હારા સહુ ગુણને
હું કયમ વિસરું રે ?
હું કયમ વિસરું રે ?
નહિ પ્રીતિ ભૂલું રે !
જનની ! આ ત્હારા સહુ ગુણને
હું કયમ વિસરું રે ?

વિધ વિધ ચેષ્ટા નિશ દિન મુજને
કરી કરી ખીલવે હે, સ્મિતવદને !
દુગ્ધ પાઈ મ્હોટો કર્યો એ
કયાં ભુલું રે ?
જનની ! આ ત્હારા સહુ ગુણને
હું કયમ વિસરું રે ?

ફૂલ ફૂલ આપી
રસથી ખીલવી,
કટિ' પર રાખી
ઝૂલવી—હીલવી

રાચી અન્તરે, રાજી કરીને;
શું ભૂલું એ ?
ના, કદિના ભૂલું એ !

જનની ! આ ત્હારા સર્વ ગુણને
હું કયમ વિસરું રે ?

હિમગિરિશિખરે લઇ જઇ મુજને
ત્હેં બતલાવી વિવિધ નદી, ને
ક્ષેત્ર રસાલ બન્યાં તેથી યે—
બધું સાંભરે રે !
જનની ! આ ત્હારા સર્વ ગુણને
હું કયમ વિસરું રે ?

દુઃખહારી,
સુખકારી,
ઉર ભીંજવી—જોની !

એવું પાત્ર અમિનું ત્હારું
મધુરું ઢાળ્યું રે;
એ આજે ઢળ્યું રે !
જનની ! આ ત્હારા સઉ ગુણને
હું કયમ વિસરું રે ?

'કરું શું ? કરું શું !' ઉરમહિં થાતું;
મા ! તુજ કાજે કાય પ્રજાળું—
કહે શું કરું હું ઇષ્ટ તુજનું ?
રંક પુત્રને કૃતાર્થ કર તું:—
યાચું હું રે !
એટલું યાચું હું રે !
જનની ! આ ત્હારા સઉ ગુણને
હું કયમ વિસરું રે ?

---

# આમન્ત્રણ.



ચાલો, ચાલોને આજ રણજંગમાં.

ચાલો જીતવાને આજ,
પ્રિય માતાને કાજ,
મધુ મધુરું સ્વરાજ—
રણજંગમાં !

ચાલો હૃદયે ધરીને પુર આશ જો
ચાલો મૂકીને દેહ—ઘર—પાશ જો !
નિજ માતાને માટ,
નિજ માતાને માટ,
રણ—યજ્ઞમાં !

ઉઠો, ઉઠો સધીર
હિન્દમાતાના વીર !
મુક્તિ લેવાને ચિર—
રણજંગમાં !

આજે આવ્યો છે ધરીત યોગ જો !
નહિ આવે એ ફરી ફરી રોજ જો !
ચિર—મુક્તિનો દાવ,
ચિર—મુક્તિનો દાવ,
જગરંગમાં !

ભર્યું જેનું રુધિર,
છે એ ત્હેનું શરીર;
પડો તે કાજ શિર—
રણજંગમાં !

---

# લીલા.

અકળિત ગતિ જો! પ્રભુનીજ એ છે:-
સુર્ય્ય ઉગે કનકે પછીથી જો,
કનકે નભ શું સમાયે?
અકળિત ગતિ જો! પ્રભુનીજ એ છે!

અરુણ-ઉદય શશિ-અસ્તથી થાયે,
તિમિર પ્રભાથી જણાયે,
કાલ-ચક્ર ફરતું ઉંચું નીચું—
ભેદ ન કો'થી કળાયે!
અકળિત ગતિ જો! પ્રભુનીજ એ છે!

જલસિન્ચનથી તૃપ્ત છતાયે
કદિ નવ ત્યાગે જેને!
ના મૂલ, પુષ્પ ન, જલ-ઇચ્છાને
વેલી શું સુકતી તોયે?!
અકળિત ગતિ જો! પ્રભુનીજ એ છે!

# ભીખ.

શું કદિ ભીખથી પેટ ભરાય ?
ભારત, ના ભીખથી પેટ ભરાય !

નીચ ને રંક સમીપ અહા જો !
હાથ ધર્યે શું થાય ?
ભારત, ના ભીખથી પેટ ભરાય !

ના કદિ ફિર દયા ધરી હેતે,
તે શું દેશે સહાય્ય ?
ભારત, ના ભીખથી પેટ ભરાય !

ભીખથી ઉન્નતિ ના કદિ છે થૈ;
ઉન્નતિ સાહસ–કાર્ય્ય !
ભારત, ના ભીખથી પેટ ભરાય!

ભીખથી આપ્યું ક્યાં સુધી પૂરાંયશે ?
ના વધુ કૈં જ અપાય:—
ભારત, ના ભીખથી પેટ ભરાય!

ના કૈં કોઈનું છે જ કશુંયે;
સર્વ્વ સમાન ગણાય !
ભારત, ના ભીખથી પેટ ભરાય!

'માગવું ના, પણ લેવું કરી હક્ક'
એ જ છે ઈશ્વરી ન્યાય !
ભારત, ના ભીખથી પેટ ભરાય!

---

# ઉષઃકાલ



કસુમ્બી, કસુમ્બી, કસુમ્બી રંગ
હો ગયો !

આભે જો !
પીળી રેખાઓ !
ભારત જોને ભોર ભયો !

અરે ! કસુમ્બી, કસુમ્બી, કસુમ્બી રંગ
હો ગયો !

જ્યોતિ આવે, જાણી બીકે
અન્ધકાર ન્હાસતો;

વનપ્રદેશે જા ! પ્રાતઃસમે
કેસરી ગર્જતો !

આભે જો !
પીળી રેખાઓઃ
ભારત જોને ભોર ભયો !

વૃક્ષડાળે, પંખી બોલે
કંઈ મીઠા સ્વરો;

નલિન મુખે, રવિ હેતે
હિમાશ્રુ લુછતો.

આભે જો!
ઝીણું પ્રકાશતો

ભારત જોને સૂર્ય ઉગ્યો.

ત્યજ નિંદ હવે, મૂક આલસ્યને
ઉંઘનો નથી આ સમો.

આજ ઉગે ભાણુ કનકે
આભે જ્યોતિ વેરતો.

ઝટ જાગને
આજ હરખે,

ભારત જોને દિન ઉગ્યો!
કસુમ્બી, કસુમ્બી, કસુમ્બી રંગ
હો ગયો!

# તુજ દેશને કાજે.



ત્યજી નીચ સ્વાર્થ કાયાનો,<br>
  સજા-પર્વાહને ત્યાગી,<br>
કમર બાંધી કદિ ત્હેં શું<br>
  અહા! તુજ દેશને કાજે!

વિદારી દુઃખ ગરીબોનાં,<br>
  દુઃખી થૈ તેહના દુઃખે,<br>
કદિ કીધી દયા ત્હેં શું<br>
  અહા! તુજ દેશને કાજે?

મુકી ઉંડી સ્વાર્થે બુદ્ધિને,
ન કાં ઉર દ્રવ્ય લોભાતાં,
હૃદિ પરમાર્થ ત્હેં સેવ્યા
અહા ! તુજ દેશને કાજે ?

ભીરુ થૈ દોષ ના લેતાં,
સદા સત્યે રહી શુરો
કર્યું સાહસ ગર્જીને
અહા ! તુજ દેશને કાજે ?

નહિ અધિકારથી બ્હીતાં
થઇ અન્યાયની સ્હામે,
વળ્યો શું ધર્મ-પન્થે તું
અહા ! તુજ દેશને કાજે ?

પ્રજાનું હિત નિજ માની,
સુખી કરવા સ્વબન્ધુને,
સદા જાગૃત રહ્યો તું શું
અહા ! તુજ દેશને કાજે ?

અભણુ નિજ દેશ બન્ધુને

*　　*　　*

ભણાવ્યા! મન્ત્ર શુ સત્ય
　　અહા! તુજ દેશને કાજે?

*　　*　　*

અડગ રહી સત્યની ઢાલે
ઉભો શું જુલ્મને ખમવા
　　અહા! તુજ દેશને કાજે?

કેદ બાંધે ઉભય હાથો,
　　અને રૂડે માર્ગનો બીજો,
મરણુંઉ અંગે ના ફુક્યું
　　તહિં સ્વમુક્તિને કાજે?

---

# દિવ્ય નયન.



જાૂવે શું હૃદય, ભાવિ શ્વેત
દિવ્ય નયન ?
લાગે છે આજ સૂર્ય કેમ
કનક વરણુ ?

પુષ્પ ખીલે આજ 'ભારત' નામે,
'વિજય' કોકિલ ગાય સુગાને,
મન્દ મન્દ વહી 'જય' ઉચ્ચારે
મધુર અનિલ.
જાૂવે શું હૃદય, ભાવિ શ્વેત
દિવ્ય નયન ?

'ભારત! ભારત!' સંગીત આભે
એક દિશાથી બીજી સુધી વાગે;
વિવિધ ઉન્નતિ-તાનથી આજે
ગાજતું ભુવન:
જાૂવે શું હૃદય, ભાવિ શ્વેત
દિવ્ય નયન ?

## માધુર્ય.

~o~

ભૂમિ એવી તું !

મધુર મધુર મહદન્ત મોદથી,
લલિત કુસુમસમ મલય અનિલથી

રસદ અતિવ,
સુખમય ચિર

હિન્દ-ચરણના ઉદધિ સલિલથી

ભૂમિ એવી તું !

ઘટ ઘન ગગન સુનીલ'પર સોહે,
પટ પર પરમ પુનિત જલ ઓપે,

વરણુ હરિત
મહી મદશીત;
સુખદ વરદ શી જગે

ભૂમિ એવી તું !

હિમ આલયરૂપ હિમાલય પર
સુરજ કિરણુ પડતાં લાગે સકૂ

કનક રૂચિત,
નયન રસિક;—
સુખદ અધિક

સુચિ ગંગાના મન્દ પ્રવાહે:
ત્રિદિશ જલરાશિમાં નાચે

વિવિધ તરઙ્ગો,
નવ નવ રઙ્ગો,

પ્રતિબિમ્બીત નભ સુન્દર સાથે

ભૂમિ એવી તું !

# એક ઈચ્છા



વ્યાપો જગકીર્તિ વ્યાપો !
જાગો શુર-જ્યોતિ જાગો !
દુઃખના જઇ સુખના દિન થાવો, થાવો !

રેલો રસ—સંપે રેલો !
ગાજો ભૂમિ વેદે ગાજો !
ઋષિને તે શાન્તિ-દિન સઉ આવો, આવો !
નવલાં ધન મંગલ મેઘે ભૂમિ છા'વો છા'વો !

ફેલો સદ્-બુદ્ધિ ફેલો !
ખીલો પ્રતિ પુષ્પે ખીલો,
ભારત જય વિજય રટંગો—
એ છે ઉર-લ્હાવો, લ્હાવો !



# સંકેત

## પ્રાર્થના.

કાવ્યમાં હંમેશાં વસ્તુસ્થિતિને અનુસરતો જ રાગ હોવો જોઇએ. જેમ વિનોદમાં લલિતનો ઉપયોગ અને રુદનમાં શાર્દુલ અનિચ્છીત છે, તેમ ભાવ અને રાગમાં ભેદ થતાં કાવ્ય અરસિક બને છે એટલુંજ નહિ પણ ત્હેના ઉત્તમ ભાવો સુદ્ધાં નાશ પામે છે. એથી ઉલટું અનુકૂલ રાગની પસંદગીથી કાવ્યની ઝાંખી મીઠાસ પણ વધુ શ્રવણપ્રિય બને છે. આ પ્રાર્થનામાં પ્રાર્થનાને યોગ્યજ **બંગાલી** જાણીતો રાગ પસંદ કર્યો છે.

કવીશ્વર રવીન્દ્રનાથ ટાગોરકૃત 'ગીતાંજલિ' માંના—

**अन्तर मम विकसित कर**
**अन्तरतर हे !**

એ પ્રાર્થનાનો લય અહિં લીધો છે.

પૃષ્ઠ ૧. જાગૃત–ચિર=સદાકાલ જાગૃત એવા હે તું ઇશ્વર !

સ્થાપિત કર પુનઃ=પૂર્વની કીર્તિ અને બન્ધારણ જે નાશ પામ્યાં છે તે ફરી સ્થિતિમાં લાવો ! કેવી રીતે ? નીચેની બે કડીઓમાં તે બતાવ્યું છે.

પૃષ્ઠ ૨. સકલ સ્થલે જલે=જમીન અને દરીયા'પર તું એની કીર્તિ ફેલાવ; અર્થાત્ જગતમાં એને પુનઃ પ્રતિષ્ઠિત કર.

મણ્ડિત કર=( મણ્ડન=સ્થાપન; પુષ્ઠિ ) સ્થાપિત કરી શોભીતી બનાવ.

જીર્ણ આ મ્હારી ભરત-કુટીને=જુની થઇ ખરાબ હાલતમાં આવી ગયેલી આ મ્હારી ભારત-ભૂમિને. રુપક અલંકાર છે.

સુન્દરતર=વિશેષ સુન્દર એવા હે ઇશ્વર !

**માતા માહરી.**

સ્વ. બંકિમચન્દ્ર ચટ્ટોપાધ્યાયવિરચિત 'વન્દેમાતરમ્'માં આવેલા-

**सुजलां, सुफलां, मलयजशीतलां,**
**शस्यश्यामलां, मातरम् ।**

એ રાગને સહજ ઉલટાવ્યો છે, તે પણ કેવલ પહેલાં ચરણમાં જ બંકિમના ત્રીજા ચરણને પહેલું ચરણ લઇ તે પ્રમાણે કાવ્ય ઉલટાવ્યું છે.

પૃષ્ઠ ૩. અરપે રસનાં......માતા માહરી=વિવિધ રસનાં અધિક અધિક સુફલો-ધનધાન્ય, વસનો-કપાસ કે જેમાંથી વસ્ત્રો બને છે, સુજલો-પ્રાસને ખાતર બહુવચનનો ઉપયોગ કર્યો છે તે સાક્ષરદૃષ્ટિને ક્ષમ્ય થશે, અનિલો-' ઇસ્ટર્ન એન્ડ સધર્ન બ્રીઝીસ ' કે જે યોગ્ય હવાનું વાતાવરણ બીજા દેશોને પૂહોંચાડે છે. આ રીતે શરીરને ઉપયોગી પોષણ-તત્વો ભારત પૂરાં પાડે છે. જગતમાં શરીરનું અને ભારતમાં પોષક-બલનું આરોપણ સાભિપ્રાય છે.

પૃષ્ઠ ૪. દાતા-પ્રેમી=પ્રેમથી દાન આપનાર.

મમ આત્મ ઠારતી=ઉપયુક્ત કારણોને લીધે વધુ રમણીય અને રસિક બનેલી—કુદરતનું ભાન કરાવતી, રસભીની તું મ્હારા આત્માને ઠારતી.

વિશ્વ-વિપિનમાં......માતા માહરી=સહરા જેવાં રણે અને ઉત્તર રશિયા જેવા ઉજ્જડ પ્રદેશ તથા પાસિફિકાદિ ભયંકર મહાસાગરોથી અરણ્યસમ જણાતા જગતમાં તું એક મ્હારી માતા-ભારત મનોહર ઉદ્યાન જેવી જણાય છે. અલંકાર સ્વાભાવિક છે.

## હિન્દુસ્થાન.

" ईश्वर फक्रत तुमि हो,
दुःखके मिटाने वाले !
यहो दुःखके मिटाने वाले ! "

એ પ્રખ્યાત હિન્દી કવ્વાલીનો રાહ લીધો છે.

હિન્દુસ્થાનની પૂર્વની સ્થિતિથી તે સાંપ્રતપ્રમયસુધીનું કાવ્યમાં સંક્ષિપ્ત વર્ણન છે. મુખ્યત્વે રાજ્યકર્તા સાથેના આપણા સમ્બન્ધનું જ સૂચન છે. બીજો ભાગ પડતો મૂકયો છે, કેમકે તેમ કરતાં કાવ્ય વધુ લાંબું થતાં રસભઙ્ગ થવાનો ભય રહે છે.

પૃષ્ઠ ૫. ચુંથેલું=પાંખડીઓ તોડી નાંખી છિન્ન ભિન્ન કર્યું છે, અને રસકલ ચુંથનારે લઈ લીધો કિંવા ઉડી ગયો છે એવું.

મુદિત=હર્ષિત; બાગમાં બીજા દેશો હજી ખીલ્યા ન હતા અને કેટલાક માત્ર કલીરુપે હતા ત્હેમાં તું સંપૂર્ણ ખીલેલું ફૂલ હતું. અર્થાત્ કલા, જ્ઞાનાદિ સર્વ વિષયોમાં તે સમયે ત્હડતું હોવાથી 'મુદિત ' લાગતું.

પૃષ્ઠ ૬. વે'વારસમીર=વ્યવહારરુપી પવનની સાથે હિન્દુસ્થાનની કીર્તિની વાર્તા પ્રાશ્ચાત્ય દેશોમાં પ્હોંચી. મેગેસ્થિનીસ પછી વાસ્કોડી-ગામા વિગેરે કંઇક વેપાર અને જોવાના નિમિત્તે હિન્દુસ્થાનમાં આવ્યા હતા, તેઓએ અહિંની ઝાકોજલાલીની વાત ત્યાં કરી. આનું પરિણામ પાછળ બતાવ્યું છે.

વેલી=હિન્દી રાજાઓની ચાલતી આવતી પરંપરારુપી વેલી.

પોષણ=વેલીથી છુટું થતાં પુષ્પનું પોષણ સ્વાભાવિકજ ખુટે છે એ સ્વભાવોક્તિનું પરિસ્થિતિમાં આરોપણ કર્યું છે.

પૃષ્ઠ ૭. વળગી જે રુપ સાથે=હિન્દુસ્થાનનું કુદરતી બન્ધારણ એવું છે કે ત્હેમાં સૌન્દર્ય અને રસાલતા સદા માટે રહે છે. એ આમ ચુંથવાથી નાશ પામે નહિ, કેમ કે કુદરતી બક્ષિસનો ક્ષય કોઇ કાલે થતો નથી ' એ કવિની માન્યતાનું સૂચન છે.

## ભારતપરિસ્થિતિ.

**कामण दीसे छे अलबेला त्हारी आंखमांरे!** એ રાહ.

ઉપમા ઉપમેય અને શ્રૃંગારિક રુપકાદિ અલંકારોથી સર્વ અંગોન પૂર્ણ છે.

આખું કાવ્ય ચિત્રાત્મક છે એ રસજ્ઞ વાચકને વિદિત કરવું પડે એમ નથી.

પૃષ્ઠ ૮. અનુપમ રુપથી......ક્યાં બધુંએ ?=સર્વ રીતે શ્રીથી પૂર્ણ ભારતદેવીનું સ્વરુપ હતું ત્યારે જે ઐશ્વર્ય ઝળકતું તે આજે નષ્ટ થયું છે. એ બધું ક્યાં છે ? એવા કુતૂહલ–પ્રશ્નથી ભાવ વિશેષ દૃઢ કર્યો છે.

પૃષ્ઠ ૯. હિમગિરિએ રવિસ્પરશે......ના હસે રે=હિમાલયના શ્વેત શિખર ઉપર પડતાં રવિકિરણના પ્રકાશને કવિ ભારતદેવીના મન્દ હાસ્યરુપે જૂવે છે; અને એવું માની લે છે કે, ત્યાં હવે વધુ પ્રકાશ પડતો નથી—કેમકે તું દુઃખી છે તેથી હસતી નથી.

દેશ દેશનાં રંગીન......નગ્ન છે તે=હિન્દુસ્થાનના જૂદા જૂદા ભાગો ત્યાંની વિવિધ પ્રકારની ખેતીવાડીથી પૂર્વે શોભતા હતા તે ફલદ્રૂપતા હાલ જતી રહી છે, તેમજ તે ભાગો ફાટી જતાં–જૂદા પડતાં ત્હારૂં અંગ નગ્ન જેવું દેખાય છે. તુલના અને અલઙ્કાર અતિ સૂક્ષ્મ છે.

દુગ્ધપૂર્ણ.....પોષતાં રે=પૂર્વે શરીરમાં રસકસ વધુ હોવાથી ત્હારામાં પોષણશક્તિ અધિક હતી, પણ હાલ તે જતો રહેતાં ત્હારૂં પોતાનુંજ પોષણ બન્ધ થયું એટલે ત્હારા પુત્રોને તો તું ક્યાંથી જ પોષી શકે ? અર્થાત્ તેઓ હવે ભૂખે રીબાય છે અને કષ્ટ ભોગવે છે.

પૃષ્ઠ ૧૦. છુટી તુજ અલકલટ......આકરેરે=આટલેથી ત્હારી દુઃખદ સ્થિતિ અટકી નથી પણ ત્હારા બાલ (વાળ) હવામાં આમ-તેમ ઉડે છે ત્હેને ફાવે એ બીજાં રાજ્યો—પોતાની કરી લેવા—બલથી ખેંચે છે. અને ત્હારી આબરૂના તેઓ ભૂખ્યા આ વખતે તો તદ્દનજ બેશરમા બન્યા છે. એ ત્હારૂં દારુણ દુઃખ હું ત્હારો પુત્ર કેમ સહન કરી શકું ?

બેશરમા=ઇશ્વરનો તેમજ નીતિનો ભય ન રાખનાર, લજ્જાહીન.

**શું તેજ માતૃભૂમિ આ ના?**

"**शुं तेज भरतभूमि आ ए ?**" એ મથાળાથી શરૂ થતા રા. રા. કે. હ. ધ્રુવના સ્વદેશહીતના કાવ્યનો રાગ અહિં ફેરફાર સાથે લીધો છે.

**તેજ હજી તું છે.**

પ્રો. મણિલાલના 'ઉત્તરરામચરિત્રમ્'ના ભાષાન્તરમાં આવતા—

**हृदय हो, तेज प्रिया परहरि !**

એ પદનો લય. વચ્ચે સાખીનો આંતરો આપ્યો છે.

પૂર્વે કાવ્યપ્રશ્નના પ્રતિઉત્તરરુપે આ કાવ્ય છે. કંઇક સૂચન, કંઇક સરખામણી અને કંઇક કવિહૃદયના ઉદ્ગારને ઉક્ત કાવ્યમાં સ્થાન મળ્યું છે.

પૃષ્ઠ ૧૩. પૂર્વની યુક્ત......સન્તતિ છે=આ ત્હારા પુત્રો તો હજી તેવાજ શૌર્યવાન અને ઉન્નત છે પણ ભેદ કેવલ એટલો જ કે તેઓ સ્વતંત્ર હતા અને હાલ પરતંત્ર છે.

કવિ રવિ=કવીશ્વર રવીન્દ્રનાથ ટાગોર-કે જેની ખ્યાતિ ઉત્તમ સાહિત્ય માટે દેશ દેશમાં થઇ છે.

વાક્યમાં ઉપમા સાથે સ્વભાવોક્તિનું ગુંથન છે.

પૃષ્ઠ ૧૪. અન્તિમ પરિચ્છેદમાં રાજા હરીશ્ચન્દ્રની સ્મૃતિ તાજી કરી છે અને ત્હેનું મહાત્મા ગાંધીમાં પ્રતિમારુપે આરોપણ કર્યું છે. કવિને એ યોગ્ય લાગ્યું !

**યાચું મા ત્હને.**

સ્વ. બંકીમકૃત 'વન્દેમાતરમ્' નો રાહ.

કાવ્ય ચમત્કૃતિ કવિ હૃદયને સહજ સ્પષ્ટ થશે.

પૃષ્ઠ ૧૫. શ્વેત સ્યામના......જલથી=જમુના અને ગંગાના પ્રવાહ ઐક્યથી.

નયન રસાલસ=કુદરતી-અને તે પણ વિચિત્ર અપવાદરુપ સંમિશ્રણથી અધિક મનોહર. શ્લોકમાં આવતા બીજા શબ્દો 'સરિતા' ના અન્યરુપે વિશેષણો છે.

પૃષ્ઠ ૧૬. વદન નિહાળી સુખી રહીશું=ત્હારૂં ગૌરવ તું હજી જાળવી રાખજે એટલે નીચું જોવાનો વખત ન આવશે.

આ રીતે ત્હારૂં વદન જોઇને પણ અમે સુખી રહીશું.

લીલી સાડી=ફલદ્રુપતાને લીધે ભૂમિ લીલી જણાય છે તે જાણે ઈશ્વિરે ત્હને આશીર્વાદરુપે સાડી ન પહેરાવી હોય—માટે તે પ્રેમ-ચિહ્નરુપી ત્હારી રસાલતા તું ત્યાગતી ના.

**સ્વયંસેવક.**

રાગ ઠુમરી, આંતરા ભિન્ન પ્રકારનો.

પૃષ્ઠ ૧૭. "તુજ ઉન્નતિ" આદેશ જીવિતનો=ત્હારી ઉન્નતિ કરવી અને જોવી એ જ મ્હારા જીવનનો ઉદ્દેશ છે.

**યદિ તું માત મ્હારી છે.**

વાંચનમાં ગઝલ જેવો રાગ જણાય છે પણ મૂલ બન્ધારણ તેવું નથી. ત્રણ લીટીઓ ચલતીમાં અને ચોથી પૂર્તિરુપે ઉલટી થાય છે. ઢબ લશ્કરી કુચ વખતના ગીતને સહજ મળતી છે.

**કપુત.**

છન્દ ઇન્દ્રવિજય.

પૃષ્ઠ ૨૦. શુર-ઉર્મિ=ઉંડી અને દૃઢ બલયુક્ત લાગણી ( કે જે ભારતના હીતમાં પરિણામે. )

પૃષ્ઠ ૨૧. સાક્ષર=એ શબ્દથી બુદ્ધિની ઉત્તમતાનો પ્રતિધ્વનિ થાય છેઃ તો દેશમાં આવા બુદ્ધિશાલી મનુષ્યો જો ઉન્નતિ-માર્ગ ન શોધી કૂહાડે તો તેઓની બુદ્ધિનો ત્હેના દેશને શો ઉપયોગ? આથી જ

છેલ્લી લીટીનો પ્રયોગ કરવો પડ્યો છે; અને તે ધારૂં છું કે, યોગ્ય જ હશે.

**ભારતદેવી.**

અંજની ગીત.

સ્વભાવોક્તિનું ઉપમામાં ગુંથન અને તે સાથે **ભારતદેવીનું** ઝાંખું વર્ણન એ કાવ્યઅઙ્ગ છે.

કાવ્યમાં એક મહાન્ દોષ છે પણ તે કવિની દૃષ્ટિથી બ્હાર રહ્યો નથી કિન્તુ તેમ કરવામાં ત્હેનો પોતાનો કંઇક હેતુ છે.

**કથશે કહિં દુઃખ આ?**

રાગ કાલીંગડો; આંતરો સાખીનો.

પૃષ્ઠ ૨૪. નિર્લજ=કોઇજ નથી એમ જાણી લજ્જાહીન.

બળતી નિજ જોઇ દશા=પોતાની આવી અસહાય્ય અને દારિદ્ર સ્થિતિ જોઇ અન્તરમાં દાઝતી હતી; કેમકે ક્યાં તો કોઇ આગળ એ દુઃખ કહેવાય એમ ન હતું તથા તેથી ફલ ન હતું એવો એ ધ્વનિ છે.

મુખથી નવ દે વદવા=શિર જ જ્યાં દ્રોહી અને જ્ઞાનતન્તુઓ ન્હાના મગજનો એક ભાગ રહ્યો એટલે બોલાય ક્યાંથી એ સ્થૂલ-ભાવ અને જ્યારે વસ્તુ સ્થિતિ જ એવી છે ત્યાં એ દુઃખ કયાં અને કેવીરીતે કહી શકશે?

## મુફલેશ હિન્દ.

રાગ ગઝલ.

ગુર્જરસાહિત્યમાં હાલ કેટલાક વખતથી ગઝલનો અતિશય પ્રચાર થયો જણાય છે. ગઝલ, કવાલી, કવાલી–ગઝલ, હક્કા–ગઝલ, ગઝલ–ભેરવી આદિ ગઝલના ભિન્ન ભિન્ન પ્રકારનો હાલ છિન્ન ભિન્ન ઉપયોગ થાય છે. એ સાથે સામાન્ય લેખકોમાં પણ એનો એટલો બધો શોખ વધી ગયો જણાય છે કે, કાવ્યના ભેદ જાણ્યા વગર ફાવે તેમ ગઝલો ચિતરી કહાડવામાં આવે છે. પરિણામ એ આવ્યું કે, ગઝલ નામ સાંભળવાની સાથે હવે લોકોને અણગમો ઉત્પન્ન થાય છે. આ દોષનું કારણ અણઘડ લેખકોજ છે. ગઝલનું મૂલ પરશીઅન ભાષામાં છે, એટલે કેટલાક લેખકોની માન્યતા એવી બન્ધાઇ ગઇ છે કે, થોડાક પરશીઅન શબ્દોનો વગર સહમજ્યે ઉપયોગ કરવાથી ગઝલ બહુ રસિક બને છે. આથી પરશીઅન ભાષાનું અજ્ઞાન તેઓને મૂર્ખ બનાવે છે. ચમન, દિલ, જીગર, ઇશ્ક, દર્દ આવા પરશીઅન સામાન્ય શબ્દોનો ફાવે તેમ વારંવાર ઉપયોગ કરવાથી શૈલી પ્રૌઢ બનતી નથી. આથી ઉલટું ગઝલને વિશેષ રસિક અને અસરકારક બનાવવાને માટે ત્હેને જેમ બને તેમ વિશેષ પરશીઅન શબ્દોથી રસવી જોઇએ. ગુજરાતીનો બહુ જ ઝાંખો ઉપયોગ કરવો. ઉક્ત ગઝલમાં એ જ વિચાર પોષ્યો છે. જનસમૂહને તે રુચીકર થશે તો કવિ પોતાની આ રીતિની સફલતા માનશે.

પૃષ્ઠ ૨૫. મિશ્કીનન્ગરીબ; અહિં સુકકું કિંવા ફિકકું.

દો ચશ્મ=બે આંખે.

આબે=(આબ=પાણી) અશ્રુરુપે.

ફના=નાશ. સબ=બધા.

હાલ–ખાબો=હાલ એટલે સ્થિતિ; ખાબ એટલે સ્વપ્ન.

પૂર્વની સ્થિતિનો નાશ થતાં તે આજે સ્વપ્નવત્ બન્યું છે.

બુઝોરગી=મોટાઇ; એશ્વર્ય.

શુધ્ન=(શુધ્તન=બળી જવું) નાશ પામી.

હરગીઝ=હમેશાં; પ્રતિપલ.

દર્દે દિલ=દુઃખી હૃદય.

મુફ્લેશ=ગરિબ; દારિદ્ર.

ઝયાદી=વધુ. ગમગીનિ=દુઃખ; શોક.

મુફ્લેશીમાં=અધમતામાં.

જુશીદ કરદે=(જુશીદન=ઉકાળવું; બાળવું) અર્થાત્ બાળીને.

પૃષ્ઠ ૨૬. અલ્લાહ=ઇશ્વર. ઇન્સાફ=ન્યાય.

પાક = પવિત્ર; શુદ્ધ; નિર્દોષ.

ચે ગુન્હા = શું ગુન્હો ?

ઝાર ઝાર=ખુબ; હદપાર; હૃદયને આર્દ્ર કરે તેવી રીતે.

ઇન ચન્દ રોઝોસે બીનમ=કેટલાક દિવસોથી હું જોઉં છું. રંજ ઓ ઝાર્=વિપત્તિ અને ક્રન્દન.

વો = પરશીઅનમાં 'વાવ' એટલે 'અને' ત્હેનો ઉચ્ચાર 'વો' પણ થાય છે.

બોગીરદ=અસ્ત. બારાન=વાદળી; મેઘ.

હમચુ=માફક; જેમ.

બરખાસ્તથી = તિલાંજલિ આપી; અમર વિલમ્બ કરી.

ચે=શા માટે ? બીઅદલ = અન્યાયથી.

નાબુદ=અસ્તિત્વભ્રષ્ટ. હીચ=કંઇ પણ.

રે'મ=દયા; કિંવા દયાનો માર્ગ.

દિગર=બીજો. નિસ્ત=નથી.

**માતૃભક્તિ.**

ભારતપરિસ્થિતિનો લય.

**આમન્ત્રણ.**

કવિ ન્હાનાલાલકૃત 'જયા અને જયન્ત' ના—

**ચાલો, ચાલો સલુણી રસ કુંજમાં !**

એ કાવ્યનો રાહ.

પૃષ્ઠ ૩૦. દેહ-ઘર-પાશ=દેહ અને ઘરની માયા.

પૃષ્ઠ ૩૧. સધીર=(સ+ધીર) ધીરજસહ; હિમ્મત રાખી.

રુધિર=લોહી.

**લીલા.**

પદ—રાગ ભેરવી.

રા. રા. કે. હ. ધ્રુવ કૃત 'મુદ્રારાક્ષસ'ના ભાષાન્તરમાંથી—

**बल अतुलितना निलयज जाणे,**

**को को कोक अरथसर विधिए प्रगटाव्या तमशानेः**

**बल अतुलितना निलयज जाणे !**

એ રાહ.

કાવ્યમાં પ્રભુની અકળ ગતિનું ભારતને બોધરુપે સૂચન છે. વક્રોક્તિ અને વિરોધોપમાં અલંકાર છે.

કાવ્યમાં કઠિનતા વિશેષ છે પણ અહિં વધુ સ્પષ્ટ કરી શકાય એમ નથી એટલે લાચાર.

**ભીખ.**

મૂલ રાગ ઠુમરી—(કાફી, ધનાશ્રી, ભેરવી) આ સિવાય અનેક રીતે ગાઇ શકાશે. પ્રો. મણિલાલકૃત 'આત્મનિમજ્જન'ના—

**आंख भर्ये शुं थाय ?**

**हठिलि ! आंख भर्ये शुं थाय ?**

એ કાવ્યનો ચાલુ લય.

પૃષ્ઠ ૩૪. માગવું ના, પણ હેતું કરી હક્ક=ખ્રિસ્તી ધર્મના માન્ય ગ્રન્થ બાઇબલના એક સુત્રનો ઝાંખો અનુવાદ. (Knock and it shall be opened unto you". *St. Mathew.* 7.)

**ઉષ:કાલ.**

રાગ કસુમ્બી.

પૃષ્ઠ ૩૫. કસુમ્બી=કસુમ્બાના રંગ જેવું લાલ.

ભોર ભયો=પ્રાત:કાલ થયો.

કેસરી=સિંહ.

પૃષ્ઠ ૩૬. નલિન=કમલ; પદ્મ.

હિમાશ્રુ=હિમના બિન્દુઓ કે જે રાતના કમલ પર ઠર્યા હોય છે તે. નિર્દેશ ખંડિતા વર્ણન છે.

ભાણુ કનરે=આશાના સમ્મિલન અને સૂચનરુપે.

**તુજ દેશને કાજે.**

રાગ કવાલી—ગઝલ.

' મુફલેશ હિન્દ ' ની ટીકામાં જણાવેલા વિવેચનનો અહિં દોષ આવે છે. ઉક્ત કાવ્યમાં પરશીઅન શબ્દની ઝાંખી સુદ્ધાં નથી કારણ એજ કે, પાછળનો વિચાર બન્ધાયા પૂર્વે આ લખાયું હતું.

પૃષ્ઠ ૩૮. ધર્મ્મ-પન્થે=સત્ત માર્ગે. સત્ય હોય તે માટે અધિકારથી પણ ન બ્હીવું અને અન્યાયને અધર્મ્મ ગણી ધર્મ્મ માટે તે

સ્હામે થવું એ વીર પુરુષનું લક્ષણ છે. (**નાસ્તિ સત્યસમો ધર્મો**)

પૃષ્ઠ ૩૯. લીટી ૧૧ માં 'કુઠયું'ની જગ્યાએ 'કુદયું' વાંચવું.

**દિવ્ય નયન.**

કવીશ્વર રવીન્દ્રનાથ ટાગોરની કાવ્ય ચમત્કૃતિ અને કુદરતગમ્ય-આરોપણનું ઝાંખું અનુકરણ છે. 'ગીતાંજલિ'ના સુવિખ્યાત કાવ્યમાં આવતા—

**एई जे तोमार प्रेम ओगो**
**हृदय हरण !**

એ અપ્રતિમ બઙ્ગાલી રાગનો લય.

પૃષ્ઠ ૪૦. ભાવિ શ્વેત=ભારતનું ઉજ્જ્વલ ભવિષ્ય કે જે 'દિવ્ય નયન' જોઇ શકે છે.

દ્વીતિય પંક્તિ ઉપયુક્ત ભાવને પોષે છે.

**માધુર્ય.**

'ચાચું મા વ્હેને !' એ કાવ્યનો રાગ.

પૃષ્ઠ ૪૨. હરિત=લીલી.
મહી=જમીન.
મદશીત=જલ-પોષણથી નિરંતર ઠંડી રહેલી.
શુચિ=પવિત્ર અહિં શ્વેત, પવિત્ર અને પૂજ્ય એ ત્રણ ભાવો. વાંચનમાં 'સુચિ' છે ત્યાં 'શુચિ' વાંચવું.

ત્રિદિશ=ત્રણ બાજુએ, દ્વીપકલ્પ હોવાથી. પૂર્વમાં બઙ્ગ ઉપસાગર, દક્ષિણમાં હિન્દી મહાસાગર અને પશ્ચિમમાં અરબી સમુદ્ર.

સંકેત

જલરાશિ=જલ-સમૂહ; પાણીનો જથ્થો; સમુદ્ર.

એક ઇચ્છા.

ત્રિપદિકાના ગાયનનો રાહ.

પૃષ્ઠ ૪૩. જગ=જગમાં.

શુર=શૌર્યની.

ગાજે=ગર્જન ઉપરથી.

વેદે=વેદના પવિત્ર સ્તોત્રથી.

નવલાં=નવીન; હાલ છે તે નહિ.

છા'વો છા'વો=છવાઇ જાઓ !

---

# ખાસ નોંધ.

"અત્યાર સુધીનો કાલ અને પ્રવૃત્તિ એવાં ન હતાં કે જેમાં મ્હારે દ્રવ્યની જરૂર પડે અને કદાચિત્ તેમ થાય તો તેવી સાધારણ જરૂરીઆતો પૂરી પાડવાને સાધનો હતાં—તે પણ હિન્દુસ્થાનના જનસમૂહની સ્થિતિ જોતાં ઘણા સારાં; પણ જીવનના આકસ્મિક પરિવર્તન અને તે પણ ઉન્નત અને આદર્શ જીવનને યોગ્ય, અને ભાવિ ઉચ્ચ જીવનના સુદૃઢ પાયાનું પ્રથમ ચણતરરુપ હોવાથી ત્હેને અતિશય મજબુત કરવાની મ્હારી તીવ્ર ઇચ્છાએ જરૂરીઆતો વધારી—અને ત્હેમાં દ્રવ્યની જરૂરીઆતને તો વિશેષ વિકાસ મળ્યો.

* * * * * * *

સાહિત્યનું મંગલાચરણ '**પ્રભુભક્તિ**' થી થયું, અને સાહિત્ય-ક્ષેત્રમાં પ્રકાશવાના સહાય્યરુપ સાધન ગુરુશ્રી થયા. ત્હેમનું આ પગલું ઘણું જ ઇચ્છિત હતું; પણ ભવિષ્યની સારી આશાઓ હું ત્હેમની પાસેથી રાખી શક્યો નહિ. જો કે...............

ધીરે ધીરે સાહિત્યમાં વિશેષ આગળ વધતાં મ્હને સહજે જણાયું કે, વિદ્વતા અને દ્રવ્યનો વિરોધ અનાદિથી મનાયો એ ખોટું નથી.

ખાસ નોંધ

કવીશ્વર ટાગોર જેવા અપવાદો અને ત્હેની સ્હામે આંગ્લ-કવિ ગોલ્ડસ્મીથ જેવાનાં દૃષ્ટાંતો માત્ર એટલુંજ પુરવાર કરવાને બસ થયાં કે, **વિદ્વાનોની એક બાજુની પ્રવૃત્તિ ત્હેમને હંમેશાં દ્રવ્યની તંગીમાં લાવી મૂકે છે;** અને કોઇ કોઇ વખતે તો એટલી બધી હદ આવી જાય છે કે, જીવનને રસમય માનનાર હૃદયો પણ ત્હેનાથી કંટાળે છે. આના ઝાંખા અનુભવો મ્હને ઘણી વખત થયા, પણ..."

"સ્વચરિત્ર."

## કર્તાનાં પુસ્તકો.

૧. **પ્રભુભક્તિ.** (અધ્યાત્મિક ગ્રન્થ.)

૨. **હૃદયપુષ્પાંજલિ.** (કાવ્ય.)

૩. **ગીતાંજલિ.** (મૂલ બંગાલીનું ભાષાન્તર.)

૪. **રાષ્ટ્રીયગીત.**

હવે પછી બહાર પડશે.

**સંગીતધ્વનિ.** (પૂર્વાર્ધ, ભાગ-૧. કાવ્ય.)

**પ્રેમ-વીણા.** (કવિ રવીન્દ્રનાથના ખેયા જેવાં અનુકરણરુપ કાવ્યોનો સમહ)

સોલ એજન્ટ:—

**જીવનલાલ અમરશી મહેતા.**

પીરમશાહ રોડ—**અમદાવાદ.**

# ગીતાંજલિ

## નું

## પદ્યાત્મક ભાષાન્તર.

કર્તાનું આગળ બ્હાર પડેલું 'ગીતાંજલિ'નું ભાષાન્તર ગદ્યપદ્યાત્મક છે–ત્હેમાં માત્ર દશ કાવ્યો જ નમુનારુપે આપ્યાં હતાં. આ હમણાં નવાં તૈયાર થયેલા ભાષાન્તરમાં કવિના મૂલ બંગાલી રાગોજ ચાલુ રાખ્યા છે, અને કાવ્યોમાં કેટલાંક નવાં ઉમેર્યા છે. પૃષ્ઠ ૧૫૦ થી ઉપર થશે. ગુજરાતના જાણીતા 'બુકસેલરો', 'પબ્લીશરો' તેમજ સાહિત્યને ઉત્તેજન આપનાર કોઇ દ્રવ્યવાન માણસને આ પુસ્તક પોતાના તરફથી બ્હાર પાડવા ઇચ્છા હોય તો તેણે સત્વર વધુ ખુલાશા માટે નીચેને શીરનામે પત્ર વ્યવહાર કરવો.

**મણિભાઇ હરિભાઇ દેશાઇ.**

હાલર–વાયા વલસાડ.